... ન કરતાં દીલમાં ઈનસાફ રાખી જુવો.



વૈદ્ય હીરગોવીંદ ગીરજાશંકરને જવાબ.

 અથવા 

# ગૌરક્ષકને ચેતવણી.

તથા

ખીરીસતીઓને જવાબ.



રચનાર

ગુલામ મોહમદ બી. હાજી હાફેજ

શાદક રાંદેરી.

તા. ૨૧ મી શાબાન શને ૧૩૦૭ હીજરી.

સુરત ખોદાબક્ષ છાપખાનું

# જાહેર ખબર.

| | |
|---|---|
| જવાબે ગઉ રક્ષ.<br>સ્વામી આલારામને જવાબ.<br>હીરગોવીંદ ગીરજાશંકરને જવાબ. | ફકત પોષ્ટ ખરચ મોકલેથી મોકલવામાં આવશે |
| આકાશ ચાલ રદ્દે પરથવી ચાલ<br>ખીરીસતી અને મોહમદી ધરમનો ચુકાદો | કીમત એકના આના બે પોષ્ટ વગર. |

હીમાયતે ઈસલામ રાંદેરના સક્રેટરી ગુલામ મોહમદ બીન હાજી હાફેજ સાદક પાસેથી મલશે.

## અલ્લાહના નામથી જ મેહેરબાન રહેમ -

સરવ તારીફ તે ખુદાનેજ માટે છે જેણે આકાશો તથા જમીન કીધીછે અને પેદાકીધુ તેણે નુરને તથા અંધારાને હું ગવાહી દેઉ છુ કે તારા વગર કોઈ પુજવાલાએક મલે નહી અને તુ એકલો છે તારે કોઈ ભાગીદાર નહી અને દરૂદ અને સલામ તારા પીયારા હબીબ મોહમદ સાહેબપર તથા તેઓના સરવ તાબેદારો પર મોકલા કર.

સાહેબો જયારે મારી ચોપડી નામે સ્વામી આલારામને જવાબની છપાઈ હતી તેપછી આસરે દીન દસને બંદે ખુદાની અરજ નામની ચોપડી સુરતથી નાથાભાઈ ભાણાભાઈએ મારાપર મોકલી તે ચોપડીના પુઠાપર તેઓએ ભલામણ કરી કે ઘેર બેસી વાંચતા નો સરવ મેમબરોને વંચાવજો તે ભલામણના લખ્યા મુજબ મે ઘણા ખરા મેમબરોને વાંચવા આપી જેથી તે સરવ મિત્રોની નજરમા એમ આવ્યુકે એનો જવાબ પણ કાડવો જોયે. પછી મે તેઓના ઇરાદા પરમાણે ખરીખાત જાહેર કરવા જવાબ લખવા સરૂ કીધો. એ દરમીયાનમા એક નનામુ કાગલ મારા પર પોષ્ટ મારફતે આવ્યુ તેનો જવાબ પણ આ ચોપડીમાછે. આજ પછી નનામા કાગલનો જવાબ લખીશ નહી. ચોપડી રચાયા પછી બંદે ખુદાની અરજના રચનાર સાહેબનુ કાગલ તથા એની નકલ ૫ પોષ્ટ મારફતે મલી તેમા બંદે ખુદાની અરજના કરતા હીરગોવીંદ ગીરીજાશંકર સાહેબ મને ભલામણ કરેછે કે જો એમ સામાં સામાં લખાણ થાયા કરશે તો તેનુ પરીણામ એજ થશેકે તીત કારણે હીનદુ અને મુસલમાન વચ્ચે સુલેહનો ભંગ થાય. તેનો જવાબ કે મેહેરબાની કરી જરા સીરીમન સ્વામી તથા આલારામ સ્વામીનાં ભાશણો જુવો તથા તમારી બંદે ખુદાની અરજમા જુવો તેઓને તથા તમોને શુ જરૂર હતી કે ખોટા ખોટા દાખલા દઈ મુસલમાનોને બેહકાવે? અને નઘટતા શબદો શામાટે તમો વાપરો? શુ મુસલમાન કોય ન બોલતા હતા તેમા કે? હવે આજે સુલેહનો ભંગ નજર આવેછે. જરા આતો બતાવોકે સુલેહનો ભંગ કરનાર તમારા કહેવા પરમાણે પરથમ મુસલમાનો છે કે હીનદુઓ? હમે તો. ફકત હીંદુઓનો જવાબ દઇ ખરૂ જાહેર કરીએ છીએ.

બંદે ખુદાની અરજમા પેહેલા કેટલીક વાતો એવીછેકે તેનો જવાબ હમારી ચોપડીથી મલી શકશે જેથી મેં તે વાતો આ ચોપડીમા લખી નથી ને કુરઆન શરીફની આયતો તથા હદીસો જે તેમા લખાયલીછે ત્યાથી તેનો જવાબ આમા લખાયલો છે. પણ જો કોયને એમ ખટકે કે આગલી વાતોનો જવાબ ન દઈ શકાય તેથી મુકી દીધી છે. તો તેઓ શાહેબને જો એક મારેથી તે વાતોનો ખુલાશો મોઢેરા મોહ અથવા પોષ્ટ મારફતે કરી લીએ.

એક ચોપડી નામે હીંદુસ્તાન અને ગાય હીરગોવીંદ ગીરજાશંકર, સાહેબની રચેલી પણ નાથાભાઈ ભાણાભાઈએ સુરતથી મોકલી હતી તેનો જવાબ પણ હમારી ચોપડીથી મલી શકશે તે છતાં (ઇનશાલાહ) એનો જવાબ જાહીર મે તેનુ નામ ગાય અને છરી રાખીશ.

વાંચનાર સાહેબોથી મારી આટલી અરજ છે કે વયાકરણના પંથથી અથવા અહાવરાથી મારા લખાણને પકડે નહી કારણકે

...તે બનાવવુ મકસુદ મલે નહી પણ ખરી વાત જા... મતલબ છે હાં જો કોય દાખલો ખોટો લખાયો હોય એમ તમને માલમ પડેતો મને પુછી લેજો. જો મારી ભુલ હોશેતો કબુલ કરીશ અથવા તેનો ખુલાસો બતાવીશ.

હીરગોવીંદ—આ જગાએ કોઇ એમ કહેકે હમારા પેગંબર સાહેબે ગાયનુ ગોસત ખાવાને હુકમ આપેલો છે તો એ માણસ વગર સમજવે બોલનાર હેવાએ કારણકે નબી સાહેબે એક વખત કરીશીની લડાઇ વખત ત્રણ દીવસ સુધી ફોજને ખોરાક ન મલવાથી ફોજ ભુકે મરવા લાગી તે વખત હુકમ આપેલો ખરો પણ પોતે નથી ખાધુ અને તયાર બાદ સાફ હુકમ કરયો કે ગાયને મારવાવાલો ફલદાર ઝાડને કાપવા વાલો શરાબનો પીવા વાલો સવારે સુઇ રેહવા વાલો વરસાતને મના કરવા વાલો એવા એ કામ કરવા વાલાને માફી બક્ષવામા નહીં આવે એમ સાફ ફરમાવે છે

**જવાબ**—આ લખાણ બીલકુલ ખોટુછે જો અગર સાચા હોતો શનદ સાથે મોતેબર કીતાબથી બતાવો અને તમે એમ કહોછો કે મોહમદ સાહેબે ગાયનું માંસ નહી ખાધુ એ ખોટું છે જુવો હદીસની કીતાબ મુસલેમ શરીફમા મોહમદ સાહેબનુ ગાયનુ ગોશત ખાવાનુ લખેલું છે તથા તેવણે કુરબાની પણ ગાયની કીધી હતી જુવો બુખારી શરીફ, ઇબને માજા "નસાઇ" વીગરેમા છે. અને તેવણના શહાબીઓ પણ મોહમદ શાહેબના સામે ગાય કાપતા હતા જુવો "મુસલીમ" નસાઇ "ઇબને માજા" અબુદાઉદ વગરેમા છે કે જાબેર સાહેબે કહયુ હે કે મો હમદ સાહેબને સાથે હમોએ ગાયને કાપી સાત માણસથી (એટલે સાત માણસના હીસસામા) હવે હુ વાંચનાર સાહેબોથી આશા રાખુ છુ કે તેઓ દાદ દીએ કે જે માણસ પોતાના ધરમ પરમાણે ખરી વાત કહે તે વગર સમજવે બોલનાર છે કે હીરગોવીંદ વીદવાન જે લોકોને ધોકો દેવા ખોટા દાખલા દઇ ખરૂ કેહનારાને કમ સમજ કહેછે તે કમ સમજ.

હીરગોવીંદ— અને વલી કુરઆન શરીફ સુરેનહલ રૂકુ ૮ આયત ૬૫મા અલ્લાતાલા ફરમાવેછે કે" તમારે વાસતે ચોપગા જાનવર તે એક શીખામણ અને ચેતવણી છે. જુવો તમને પશુવોના પેટમાથી ગોવર અને લોહીમાંથી દુધ મળે છે. હે મીત્રો આ ઉપરથી સાફ જણાય છે કે ખુદાયે ગાય દુધ પીવા માટે આપી છે ને બલદ બોજો ખેચવા તથા ખેતીવાડીને માટે પેદા કીધા છે કાંઈ કાપીને ખાઈ જવા માટે પેદા નથી કીધા.

**જવાબ**—પરથમ હીરગોવીંદ શાહેબથી મારો આટલોજ સવાલ છે કે કુરઆનની બતાવેલી આયતના કયા શબદથી આ મતલબ લખી છે "ને બલ બોજો ખેચવા તથા ખેતીવાડીને માટે" આયતમા તો બલનુ કઇપણ ઝીકર મલે નહી. જુવો તમે પોતે તરજુમો કીધો તેમા છે? બીજુ તમો લખોછો કે આ ઉપરથીસાફ જણાય છેકે ખુદાએ ગાય દુધ પીવા માટે આપી છે તો શુ મુસલમાનો દુધને નાદુરસત સમજેછે કે તમો આ વાત લખોછો? ને જો તમારી આ મતલબ હોય કે ફકત ... જ માટે ગાય ઉતપન કીધી છે. તો એતો ખોટુ છે કારણકે બલ

વેલી આયતમા કોઈ શબદ એવો નહી મલે કે તેથી એમ પડે કે ગાય દુધનેજ માટે પેદા કીધી છે. અને એક જણસ એક કામ માટે ઊતપન થઈ હોય અને પેદા કરનારે એમ કહ્યુ નહોય કે મે ફકત આજ કામ માટે પેદા કીધી છે તો ફરી તેને બીજા કામમા લેવામા શુ દોશ છે? જુવો આ સરવ જાણે છે કે ઘોડો સવારી માટે ઉતપન થયલો છે. તે છતાં હીનદુ ધરમમા ઘોડાનુ માંસ ખાવુ છે તેના દાખલા રીસાલા "રહનુમા" થી લખી જણાવુ છુ કે રીગ વેદમા અશોમીદહ જગ (ઘોડાની કુરબાની) કરવાનુ એમ લખેલુ છે પ્રથમ ઘોડાને નવડાવી અગનીને આસપાસ ફેરવયો પછી દીવાલના થાભલા સાથે બાંધીને તેની કુરબાની કીધી અને રામચંદરજીએ બી ઘોડાને કાપી ખાધો છે અને રાજા જધેશર સાહેબે પોતાનો પાપ બખસાવા ઘોડાની કુરબાની કીધી છે. એ અશોમીદહ જગનો પુરો હાલ મહાભારતના અશોમીદહ પરપમા લખેલો છે હવે વાંચનાર સાહેબોને મારા ઉપલા લખાણને ધાનમા લીધાથી તથા હીરગોવીંદ સાહેબના લખેલા આયતના તરજુમા સમજાથી માલમ પડશે કે એ આયતમા કોય તરેથી ગાયને ન ખાવાની છુકર મલે નહી એમ ખાતરી થશે. વલી એવીજ આયતમા માસ ખાવાનુ સાફ લખેલુ છે જુવો સુરે મુમેનુન રકુ ૧ આયત ૨૦ તમારે વાસતે ચોપગા જાનવર તે એક શીખામણ છે પીવડાવયેચ તમોને તેઓના પેટની ચીજોમાથી અને તમોને તેથી ઘણા ફાયદા છે અને કેટલાકને તમો ખાવો છો.

હીરગોવીંદ— વલી જુવો કુરઆને શરીફ સુરા અનઆમ રકુ ૧૭ આયત ૧૪૬ મા અલા ફરમાવેછે કે "યાહુદીયો ઉપર અમે હરામ કીધા હતા દરેક નખવાલા જાનવર અને ગાય" આ ઉપરથી સાફ એમ જણાયછે કે ખુદાની મરજી ગાયને કાપવાની નથી.

**જવાબ**— હે હીરગોવીંદ સાહેબ! હુ એમ જાણતો હતો કે મુંબાઈ સેહેરમાં કોય હીનદુ સારી રીતે અરબી જાણનાર નહોસે પણ આખર આપ સાહેબ પરકાશ થયા આફરીન! જુવો સાહેબ હુ પુરી આયતના અરથ કરી બતલાવું છું. જેથી તમારૂ હકપણુ માલમ પડશે "યાહુદીયો ઉપર અમે હરામ કીધા હતા દરેક નખવાલા જાનવર અને ગાયથી ને બકરીથી હરામ કીધી તેઓની ચરબી પણ જે લાગેલી હોય પીઠ પર યા આંતરડીને યા વલગેલી હોય હાડકા સાથે, એ હમોએ શીક્ષા આપીથી તેઓને (યાહુદીયોને) તેઓની ભુડાયને બદલે અને અમે સાચુ કહયેછીએ,, હવે આથી તો સાફ જણાય ગયુકે યાહુદીયો પર ગાયના અને બકરીની ચરબી તે પણ સઘલી હરામ ન હતી અને તે પણ તેઓની શરારતથી. પછી કેમ કરીને ખોટા અરથ કરી લખોછો "અને ગાય"? શુ" મીનલ બકરે" નો આ અરથ થાય છે? શુ" મીન નો કોય અરથ નથી? એ અજબ મુરખાય છે કે એક શબદ કાડીને તરજુમો કરવો. શુ ધોકો દેવુ પાપીનુ કામ નથી? તે સારા માણસ આગલ મુરખ નગણાય? વળી તમારી બતાવેલી આયતથી તો સાબેત થાયછે કે ગાય કાપીને ખાવ કારણકે તેમાનો છેકે ફકત થોડી ચરબીની "

...તા અને જે ચરબી કે પીઠને લાગેલી હોય આંતરડીને કે ...કા સાથે વલગી હોય તેના ખાવાની રજા છે વળી ઉપર મના કીધે.. ચરબી પણ મુસલમાનોને ખાવી દુરસ્ત છે કારણકે એ હરામ થવાનુ કારણ તો તેઓની શરારત હતી પછી કેમ કરી મુસલમાનોપર હરામથાય

હીરગોવીંદ —આ જગોયે કોઈ એમ કહેકે એ હુકમ તો યાહુદી લોકે ને વાસતે છે તો એ સાહેબને મારી એટલીજ અરજ છેકે ગાયને ન મારવી એવો તો ખુદાનો હુકમ અને તે પણ કુરઆન શરીફમાં છે એને કેમ ન માનવો જોયે.

**જવાબ** — કોણ કહે છેકે કુરઆનમા ગાય ખાવુ યાહુદીઓ માટે હરામ છે? જે આયત તમે લખી ચુકયા તેથી તો તમારી ચોર વદદાય શા બેત થઈ ગઈ અને વળી તે આયતથી તો ગાય ખાવું સાબેત થાય છે જેવુ કે હું લખી ચુકયો છું જરા વીચારીને ફરીથી જુવો.

હીરગોવીંદ —તમે કેવા ભુલવામા પડેલા છો એતો જરા તપાસો અને આહદીસે શરીફ પર નજર તો નાંખો" થોડી મેહેરબાની ઘણી ઈબાતથી બેહતર છે.

**જવાબ**— મેહેરબાન! ભુલાવામા તો હીનદુવો છેકે તેઓના ધરમમા ગાયનુ માંસ ખાવાનુ લખાયા છતાં નહી ખાતા જુવો હુ "તજબી હુલ બકર" નામની ચોપડીથી લખી જણાવુ છુ રીગવેદ મંડલ ૬ સોકત ૧૬ ગાયનુ માંસ ઘણો સારો ખોરાક છે. યજુર વેદ આ ૨૪ મા ૨૮ બરસ પતીને માટે ગાયની કુરબાની કરવી જોએ મતશીયા પુરાણ છપાયલુ સને ૧૮૬૩મા પરશાટ ૩૩૪ કોશક મણીના સાત છોકરાવોએ એક માણસની ગાય ખાયજવાથી છુટકારો પામયા હવે હું વાંચનાર સાહેબથી અરજ કરૂછુકે જયારે હીનદુ ધરમ પરમાણે પારકાની ગાય ખાય જવાથી છુટકારો થઈલો લખેલો છે તયારે બાપડા મુસલમાન પોતાની પાક કમાયથી એક ગાય ખરીદી સાત માણસ ભાગ થઈ ખાય પછી કેમ તેઓનો છુટકારો નથાય? હવે જે માણસ પોતાના ધરમ પર નચાલે અને છુટકારાનુ કામ (ગાય કાપવી) ના પસંદ કરે તે ભુલવામા કે જે માણસ પોતાના ધરમ પર ચાલે અને છુટકારાના કામ કરે તે ભુલાવામા? તમો હદીસ લખો છો કે થોડી મેહેરબાની ઘણી ઈબાદતથી બેહતર છે એની આ મતલબ નથી કે ગાય આપણને દુધ દીએ અને ખાસ હીનદુ અને પારસીને મુતર દીએ તેથી એને ન મારવી. કારણકે "મનુ" ના શાસતરમા લખાયલુ છે કે સાગ પાંતમા પણ જીવ છે અને તેઓને દુ:ખ સુખ થાય છે તયારે કોથમીર કે મેથીનુ સાગ વગરે નખાવુ જોયે કારણકે કોથમીરથી આપણને ધાણાં મલેછે અને મેથીના સાગથી મેથી તયારે એ ઓ આપણે સાથ ભલાય કરે ને આપણે ઉખેડી દુ:ખ દીજયે, તયારે હીરગોવીંદ સાહેબ? એનો આ અરથ છેકે જે જગયા મેહેરબાની કરવાની છે તયા મેહેરબાની કરવામાં ગુણ છે. તો જયારે કુરઆનમા ગાય કાપવાનુ (સુરે હુદ રૂકુ ૬ વાછરડો ભુંજયલો લાવો તે) (ઈબરાહીમ) લખેલુ છે તયારે એ જગયા રહમ કરવામા સાર નથી પણ "બીસમીલ્લાહ;' બોલી છરો મુકવામા સાર છે.

હીરગોવીંદ— અરે મારા પીયારા મુસલમાન ભાઈઓ જરા તમારા મજહબની કીતાબો વાંચો જેથી માલુમ પડશે કે ગાયનુ રક્ષણ કરવું એ અસલ ધરમ કેનો છે કારણકે જો મજહબે ઇસલામમાં ગાયના ઇજત ન હોતતો કુરઆને શરીફમાંપેલોજ સુરાબકર (ગાય) શુ કરવાને લખેલો હોય.

જવાબ— હે મારા વીદવાન હીનદુ ભાયો! ગાયનુ રક્ષણ કરવું એ અસલ ધરમ હમારો ભીન્થી જેવુ કે હુ લખી ચુકયો તેમ તમારૂ પણ નથી જુવો મુંબાઇ સમાચાર તા૦ ૨ આગષ્ટ શને ૧૮૮૯મા છે કે કલકતાની કોરટમા એક વીદવાન પંડીતને ગાયનુ માંસ નખાવા વ.શે સાસતરથી દાખલા નો કોએ સવાલ કીધો તેના જવાબમા વીદવાન પંડીત સાહેબે જણાવયુકે પરાચીન કાલમા લોકો ગાયનુ માંસ ખાતા હતા. હે મારા પીયારા દોસતો! જયારે પરાચીન કાલમાં ગવ વધ કરતા હતા તયારે આ"ને મત,, ને તમે શા સારૂ મુકો છો. 'જી તમારી બતલાવેલી સુરા રકુ ૭મા ખુદા તાલા ફરમાવે છે ગાય તમો જુબહ કરો. તયારે આથી એમ સીધ થાય છેકે ગાયને કાપવુ બોવ સારી ચીજ છે જેથી કરી કુરઆનમા પેહલી સુરાબકર (ગાય) લખાય છે. હવે પછી હું હીરગોવીંદ સાહેબને દોસતી ને રીતે સમજાવુછુ કે એવા ધોકા દેવા મુકી દીઓ બલ કે ખરે મારગે ચાલનાસ થય જાય.

હીરગોવીંદ— જુઓ કલામે શરીફમા સુરા રાદ રકુ બં જો આયત ૨૫મી મા અલા ફરમાવે છેકે "જે લોકો બુરાઇને બદલે ભલાઇ કરે છે તેને વાસતેજ બેહેશતમાં જગો છે અરે મારા પીયાર મહમદીયન ભાઇયો તમારા દીલમાં ભલાઇને બદલે બુરાઇ કયાંથી પેશી ગઇ.

જવાબ— એ વાત પર હમે અમલ કરયે છીએ જુવો કે તમો ખોટા દાખલા દય લોકોને ધોકો દવ છો તેને બદલ હમો તમો સાથે એહસાન કરી તમારી ભુલો બતલાવયે છીએ તથા તમોને નસીહત કરયે છીએ કે અવાર પછી એવા ધોકા દેવા મુકી દીઓ અને ગાય કાંય આપણા પર એહસાન કરતી નથી કારણકે ગાયનો એમા કઇ અખતયાર મલે નહી ફકત ખુદાતઆલા તેના ફજલો કરમથી એ નેમત આપણને દેછે તયારે શુ તેના કેહવા પરમાણે તેના નામ પર ગાય જુબહ કરવુ સારૂ નથી! પણ હુ હેરતમા છુ કે હીનદુ ભાયો અકલવાલા વીદયાવાલા થઇને ફરી ગાયને લીધે માણસને મારવા તયાર થાયછે ને તે પોતાના ધરમ પરમાણે (ગાયને કાપો) ચાલતા નથી. એનુ શુ કારણ છે!

હીરગોવીંદ— આ બધી બીના વાંચી જોવાથી આપની ખાતર જમા થાશે કે મજહબે ઇસલામમાં ગાયનું ગોસત ખાવુ એ કાંઇ સવાબ માં નથી બલકે કેટલીક રીતે જોતાં ગુનાહ ભરેલુ છે.

જવાબ— લખેલી બીનાથી માલમ પડુકે તમો ધોકા દેનાર છો જો અગર તમોને મારા લખાણમા શક હોઇતો મેહેરબાની કરી તમાસ બતાવેલા મોલવયો ને લાવો કે કુરઆનમા કઇ જગયા હરામ છે અને તમો પરતો જરૂર છે કે તે મોલવયોને લાવો ને વળી તમારા

મંડલીમાંનો હજારો રૂપીયા જમાછે તે છતાં નહી ભુલાવો તો તમારી રજી. પણ હુ આ ચોપાનયામાં એ કરાર કરૂછું કે જો અગર તે મોલવીઓ આની કુરઆનથી ગાય ન ખાવુ સાબેત કરેતો હું તેઓનાં આવવા જવાનો ખરચો આપીશ ને વળી ગવ રક્ષણ મંડલી તરફથી હું ભાષણ કરનારો થઇસ ખરા રૂપીયા વાલાને ધાસતી રેહતી નથી પણ ચોરના પગ પાછળ હોય છે એમા કરો શક નહી જો અગર તમો ખરા છો તો ઉપલા મારા લખાણ ને ધાનમા લાવી મોલવીઓના ભુલાવવાની ફીકરમા રેહો.

હીરગોવીંદ—આપ જાણતા હશો કે કેટલાક આપ મતલબી લોકો પોતાના ફાયદા વાસતે અથવા એવાજ બીજા કાંઈ સબબથી ધરમની બાબતમાં ફેરફાર કરી નાંખે છે જેમ હીનદુ લોકોમાં અકે બુત પર સતી દાખલ કરી તયારે બીજાએ ધરમને નામે શરાબ પીવો તથા જનાકારી કરવાનું દાખલ કરી ઘણા લોકોને ફસાવી મારયા છે એમ આપના પાક મજહબમાં પણ ઘોટાલો થયો હોય એમ લાગે છે.

**જવાબ**—હે બાગ પરવર દીગાર! તારી અજબ કુદરત છે કે તારા પાકદીનને આડે આવનારના ઘોટાલા તેઓના મોહથી પરગટ કરાવે છે. હરગોવીંદ શાહેબ! જરા સભાલી બોલો "નાયોગ"(એટલે નપુતરો પોતાની અસતરી બીજાને પાસે ભુડા કરમ માટે મોકલે) નેમાટે તો તમારા ગરૂ દીયાનંદ સરસતી સાહેબે ઘણી આરયાવોને ભલામણ કીધી છે કે નપુતરા નો મરત કોઇને તાં તમારી અસતરીઓને મોકલ જો. અને સુરતના એક આરયાએ કબુલ પણ કીધેલુ કે આપણી અસતરીને કોય દોસદાર પાસે મોકલયે તો તેમા શુ નુકશાન છે. તયારે આથી તો એમ સીધ્ધ થયુ કે જનાકારી કરવાનો ઘોટાલો તમારા સરદાર દીયાનંદજીએ કીધો છે ને તેવણે વેદને નામે લોકોને બેહકાવા છે. ને એજ કારણથી કોય દીયાનંદીઓ પોતાની અસતરીને કોય પાસે નથી મોકલતા જો દીયાનંદ માહારાજની વાત પર એવણ ને અકીદા હોત તો જરૂર એ કામ કરતે પણ હીરગોવીંદ જેવા આરયા હવે તેવણની વાતનો ઘોટાલો સમજે છે. મને આ જગાએ એક શક છે તે એકે પોથયોમા રાજા પાંડ તથા એવાણના બે ભાઈના પેદા થાવાનો હાલ તથા એવાણના પાંચ છોકરા અરજુન વગરેના હાલથી તો માલમ પડે છે કે પરથમના હીનદુવો પોતાની અસતરીને બીજા પાસે મોકલતા જેમકે દીયાનંદ મહારાજ પણ એવો ઉપદેશ કરતા હતા અને વેદનો એક દાખલો "સુરમએ ચરામે આરયા' (આ કીતાબને જે આરયો રદ કરે તેને રૂ૦ ૬૦૦નુ ઇનામ તેના કરતાએ આપવાનુ છપાવ્યુ છે ) છે કે જે બ્રાહ્મણી જીના કરાવે તેને મરા પછી ગાયનો અવતાર લેવો પડે. આથી તો મામલ પડે છેકે અસ્ત્રી પોતાના ધણી વગર બીજા પાશે નજાય. આશકનો જવાબ મારી સમજ પરમાણે મને એમ સુજે છેકે છોકરાને લીધે ધણીને કેહવાથી જો કોય અસ્ત્રી પારકા પાસે જાય તો હીનદુ ધરમના પાક કાયદા પરમાણે કઈ દોશ નથી ને જો વગર રજાએ પોતાના ધણીને જાય અથવા રંડાયલી હોય ને જાય તેને માટે ગાયના અોતારની

ની સુજા છે. હવે જો એ હીયાનંદીઓ મારા શકનો શુ જબ.
ળી ઉપલી વાતથી આ પણ શમજાયછે કે ગાયને પુજવી તો શુ પણ
તેને જોયતો મોહકુ ફેરવુ જોયે અને મુસલમાનોનો ઉપકાર માનવો જોઈએ
કે બીચારી બ્રાહ્મણીયોને આ સીક્ષાથી છરી મુકી છોડવેછે હીરઘેફ
વીંદ સાહેબ તમો પોતે એ કરાર કરો છો કે હીનદુ ધરમમાસા
ટાલો થયલો છે પણ તેની તરે કુરઆનનો સમજો એમાતો ગો
ગાય ખાવાનુ લખેલુ છે બલ કે મકકા શરીફના મુરતી પુજ કો પણ ગાયનુ
માંસ ખાતા હતા તે પણ કુરઆન શરીફથી જણાય છે. અને તમો ક
હો છોકે અરબસ્તાથ તથા ઇરાનમા ગાયનુ માંસ નથી ખાતા એ તદન
ખોટુ છે એ સરવ જગામાં ગાય ખવાય છે પણ એટલુકે તે મુલકમાં
બીજા મુલકો કરતા થોડુ કાપે છે ને તેની જગયા ઉંટો અને દુબા વા
પરે છે તેનુ કારણ એટલુજ કે તે મુલકમા ગાય બોહુ થોડી છે અને
ઉંટ દુનબા ઘણા છે. જેવુકે આપણા મુલકમાં કર્મા કદાસ ઉંટ કાપેછે

હીરગોવીંદ કલામે શરીફના ખુલાસા ને અબદુલ કાદર દેલવી
લખે છે તે કોઇને દામનના અને પાક દીલના તેમજ ઇલમમા પુરા
હોય તેવા આલમા પાસેથી બરાબર તપાસ કરાવી ન્યાજબી લાગે તે
રસતો અખતયાર કરતા (પુરે સુધી)

**જવાબ**— હું પણ બંદે ખુદા શાહેબના લખાણને મલતો થઈ
મુસલમાનોને અરજ કરૂ છુ કે બતલાવેલા તરજુમાને જોજો અનેકોઈ
શારા માણસને શક હોય તો પુછી લેજો પણ પુરી આયતનો તરજુમો
જોજો અને કોઈ નામનો મોલવી ગવ રક્ષાણ મંડલીનો પગાર ખાનાર
ગાયનુ ગોસત ખાવાનુ ના કહે તો મારે પાસે મોકલજો ને જો તે
કુરઆનથી ગાય ન ખાવું સાબેત કરશે તો હું તેના આવવા જવા
નો ખરચો આપીશ અને હીનદુવોને પણ ભલામણ કરૂછું કે કોઈ
વીદયામા પુરા પંડીતથી પુછી જોજો કે પુરાતન કાળમાં ગવ વધ
કરતા હમા કે નહી પછી જે જવાબ આપે તેપર અમલ કરજો હમારૂ
કામ તો સમજાવુ છે વાપરવું તમારો અખતયાર છે.

હવે હું એક પત્રનો જવાબ (એ પત્ર નનામુ કોઈ ગવ રક્ષકે
મોકલ્યુ છે) લખી જણાવું છું જેથી તમોને પત્ર લખનારાની સમજ
પર આફરીન લાગશે અને પત્ર લખનારાને સંતોસ થાશે.

નનામો— પાને ૮મે તમો લખો છોકે અમે કુરઆનમા લખેલુ
નહોય તોપણ ખાઈ શકીએ છીએ કારણકે મારા સાહેબ મહમદે ખાધી
હતી. હવે આપર જરા ધાન કરોકે પેહેલા તમે તમારૂ કુરાન ગણતા
નથી એમ અમને લાગે છે.

**જવાબ**— નનામા સાહેબ! પાને ૮મે મે લખુ તેને સમજો
પછી મારા પર સવાલ કરો જુવો તે જગાએ એમ લખેલુ છે" જો અગર
કુરઆનમાં ખાવા વીષે કાંઈ ન લખાયુ ન હોતતે તોપણ હમે ખાય શકીએ
છીએ" એથી અકલના ભંડુર એમ સમજે છેકે કુરઆનમા ગાય
ખાવું ના છે તે છતાં હું ખાવાનું કહુ છું. વીદવાન સાહેબ! હું એજ
પાનામાં તો લખી ચુકયો છુ કે કુરઆનમાં ફલાણી ફલાણી જગાએ

...ુ લખેલુ છે પછી જરા મારા લખેલામાં શબ્દ "જો" પર ધ્યાન ધરતે ફરી ન લખાયુ ન હોતે ના ડબલ "ન" પર ચીત લગાડતે પછી મારા પર પત્ર લખતે.

નનામો — વલી એક ઠેકાણે "મહમદ" ને એક ઠેકાણે "મહમમ એજ તમને બતાવેછે કે તમે ખોટુ લખો છો.

**જવાબ** — ડુબતો માણસ ફીણને પકડે છે. મેહેરબાન વીદવાન ટાઈપ ગોઠવનારાએ "દ" ની જગા "મ" મુકો તેથી મ.રા લખાણની ગલતી જાણો ને મારા પર સવાલ કરો એ ઘણું અજબ જેવુ છે શુ બંદ ખુદાની છપાવેલી ચોપડીમાં ટાઈપની ભુલ નથી! શુ તમારા લખેલા પત્રમા ભુલ નથી! મેહેરબાન! ભુલ તે કહાડવી કે દાખલો કેથે તુટઠો હોય અથવા જુઠ્ઠ લખાણ હોય.

નનામો — બાઈબલમાં માંસ ખાવાનુ લખેલુ છે પણ પીતરને કહયુ છે સઘલા ક્રીસ્તી તેઓને કહયુ નથી.

**જવાબ** — શુ પરેતીના કરતય આ ૧૦ કલમ ૧૨-૧૩મા પીતર ને ખાવાનુ લખેલુ છે તેથી પીતરને માનનારા પર તે ખાવુ હરામ હોય! એવી શમજ તમારીજ છે. હુતો કહુછું કે બાઈબલમા અગણીત જગ્યા ગાય ખાવાનુ છે ને પીતરનુ તો નામ પણ નથી જુવો કે નાથાભાઈ ભાણાભાઈ સુરતવાલાએ એ મને ભલામણ કીધીકે પુરાની તવારીખ વાંચો જેથી મે બાઈબલના ૧ રાજય પુસ્તકને વાંચ્યુ તેના આ ૮ કા૦ ૬૩મા છેકે સુલેમાને ૨૨૦૦૦ બેલની કુરબાની કીધી વળી બાઈબલના દાખલા મારે ગાય ખાવા માટે આપ્યા નહી પણ સ્વામી સાહેબ ના પાડતાં હતા કે ખ્રીસ્તીઓના ધરમમા નથી તેના જવાબ મા મે બાઈબલના દાખલા લખેલા છે. હવે એ કલમો બાઈબલના ખોટા હોય અથવા ખરા હોય મારૂ તેમા શુ? એઓના ધરમ સાસ્ત્રમાં છે પછી કેમ ના કહો છો કે નથી!

નનામો:— વલી કહો છોકે કુરઆનમા ન લખેલુ હોય તો ખાઈ એછીએ (આ વાતનો જવાબ આગલ આપી ચુકો છું) અને કહોછોકે મહમદ (સાહેબે) ખાધુ તેથી ખાઈએછીએ. ત્યારે તેણે જેવા ચમતકારો કીધા તેવા તમે કરો નેખાવો કારણકે તે દેવ અને તમે માણસ માટે સાંબાની સાથે ટુંકો જાયતો મરે નહીતો માંદા થાય એવુ થયુ.

**જવાબ** — મુસલમાનો મોહમદ શાહેબને "પેગંમબર" કરી જાણેછે અને જેટલા પેગમબર દુનીયામાં થયા છે બધા માણસજ હતા પછી તમે કયા મુસલમાનથી સીખી આવયા કે મોહમદ સાહેબ દેવ હતા? વલી મુસલમાની ધરમનો કાયદો છેકે જો (જરા શબ્દ જો પરખી ચલા રાખજો) અગર કુરઆનમાં કોઈ હુકમ નહોય (એટલે તે વીશે ના કેય હાં કહી લખાયુ નહોય) ને મોહમદ સાહેબે તે હુકમ ફરમાવયો હોય અથવા તે કામ કીધુ હોય અથવા તેવણના સાંમા કોએ કીધુ હોય ને તેવણે જોઈ ના પાડયુ નહોય તે કામ હમે કરી શકીએ. ત્યારે એ કાયદા પ્રમાણે મે લખ્યુ છે કે જો કુરઆનમાં નખાંખ્યુ ન હોતે તોપણ હમે ખાય શકીએ છીએ. વલી તમો લખો છોકે મોહમદ સાહેબ જેવા

મતકાર બતલાવો પછી ખાવો. તો શુ મુસલમાનો એમ માને છેકે ? જાનવરનું માંસ મોહમદ સાહેબ ખાતા તેને પાછું જીવતું કરા કરતાં અને તમો લખો છોકે લાંબાને સાથે ટુંકો જાયતો મરે નહીતો માંદો થાય સુ. તેની આ મતલબ છેકે પોતાના સાસ્ત્રના કાયદા પ્રમાણે પોતાના ધરમ ગુરૂની ચાલચાલે તે એમા દાખલ થાય? કદી નહી. નહીતો પછી તમારે આરયા થાવુ બી ખોટું છે. એવીજ તરેહ એ કાયદા પર ઘાણીજ ખરાબી છે તે વીદવાન પર કાંઈ ધુપુ નથી. પણ એની મતલબ આછે કે પોતાની શકતીથી વધારે કોયનુ જોઈ કરવા જાય તો મરે નહીતો માંદો થાય જેવુકે આપ સાહેબ કે વગર ભણેલે જવાબ લખવા ચાલયા સો લોકો આગલ ફજયતુ હાથે રહીને કીધુ. પણ હુવે હું તમારે લાભનો માટે કહુંછુ કે તમો માંસ ખાવ. અને આ ધોકામા નો રહો કે પ્રથમ ના લોકો કાપી ખાઈ તેને જીવતુ કરતા હતા (એ વાત શંદેરના બ્રાહમણો કહ્યા કરે છે) ને મારેથી તો સજીવન થઈ શકતું નથી, કારણકે એ વાત બીલકુલ ખોટી છે કે તેઓ જીવતુ કરતા હતા એના દાખલા આ નાની સરખી ચોપડીમા સુ લખુ જો શંદેરમાં આવોતો તમોને ખાતરી કરી આપુ.

**ન નામો**—પાને ૨ જે લખોછોકે ગવ વધી જાય અને દુષ્ટકાલ આવી પડે તયારે હું એમ જાણુછું કે તમો એમજ ધારોછોકે મરેજ નહી અને નમરે તયારે તમે તેને મારો છો ને કાપોછો તે દુષ્ટકાલ આવી નપડે અને ઓછી થાય તેથી એવું કરતા હશો એમજ લાગેછે.

**જવાબ**—હા એમાટે તથા ખુદાનો હુકમ બજાવવા માટે તથા ગાયનો કલયો કે કબાબ બનાવી ખાય ખુદાનો શુકરાનો બજાવવા માટે વળી તમો લખોછોકે મરેજ નથી એનો જવાબ ગવ પુકારના ફરતાથી પુછો કે મરે તયારે ૧ ગાયની ૧૫૫૫ ગાય કેમ થાય. મેતો તેના દાખલાથી દાખલો આપોછે.

**ન નામો**—ભાઈઓ તમે ૨) પાને લખોછોકે પુલી ૧૫ રૂપીએ પડી પણ જુવોકે ગાયના બે બલધે અને તેજીવતી બેટી બેડી પાક ઉઘાડે અને તે ધનધામાં ફાયદાછે તેથી ઘાણા માણસો તે ધનધો કરવા મંડે સો મારા ધારવા પરમાણે પઈની પાંચ પડે તેમા નવાય નહી. વળી એકજી પુળી ઊપર ગાય આધાર રાખેછે એમ જો તમે ધારતા હોએ તો બીજી ઘણી ચીજો ઘાસ ચારોછેકે જેણે વડે એ પોતાનો આધાર રાખે

**જવાબ**—વગર દાખલે તમારૂ કહેલુ ખોટુછે જેમ મે દાખલાથી રૂપીએ ૧૫) રે પુલી સાબેત કીધી તેમ તમે પણ પઈસાની પાંચ પુલી સાબેત કરતે, ને જો તમે પઈસાની પાંચ પુલી સાબેતબી કરો તોપણ ચારાની ખોટ હોય કારણકે ચારાની જરૂરતો ૧૫૫૫ ઘણી ને જોકે હાલ સવાકાની એક પુલીછે, ને પઈની પાંચ વેચાઈતો ૧૫ ઘણી વધારે થાયતો ધનછે. તમારી વીદયાપર કે પઈસાની પાંચ પુલી કહી ૧૫ ઘણા વધારાથી ૧૫૫૫ ઘણાની જરૂરતને સારો છો. આફરીન (ફરીદે નજરોન વુલહુ જવાબુન.)

**ન નામો**—વળી પાને ૬ ઠ્ઠે લખોછોકે સવામીના ભાષણમાં રીક

શેખ સાદી પણ વખાણુમા છે તયારે તમે કેવુ સરમ ભરેલુ નાપાક (તીક્કા કવાબ સીખ ઘણી સારી થાયછે) લખોછો તેપરથી એમ જણાયછેકે તમે ખરી રીતે નહી પણ મજાક મસકરી કરવા નીકલયા હોય એમ લાગેછે અને એ ઉપરથી એમ સીધ થાયછેકે વખાણનો અરથ તમને નથી આવડતો.

**જવાબ**—હુ તમારા વેદથી ગાય ખાવાનુ સાબેત કરી ચુકયોછુ. ફેરી તમે તીક્કા કવાબને સરમ ભરેલુ નાપાક સામાટે સમજોછો? શુ તમને તમારા સાસતરમાં નાપાક ખાવાનુ લખેલુછે? શુ પરથમના બ્રાહ્મણો નાપાક ખાતા હતા? શુ તમો એવા અકલના દોસ્ત બની ગયા કે ગાયનુ પીસાબ અને છાંણને પીવુ સારૂ ગણો ને કલયા કબાબને નાપાક ગણો? વલી સવામી સાહેબેતો લોકોને ધોકો આપવા શેખ સાદી સાહેબનુ નામ લીધુછે. જો સાવકાર હોતો દાખલાસર તેવણની તારીફ લખો હુ તેનો જવાબ લખુ નહીતો વગર દાખલે હુ પણ કહી શકુછુકે આરયાઓ મુસલમાનોના કલયા કબાબની ઘણી તારીફમાંછે પણ એવાત મારી કોણ સાંભલશે?

**જ નામો**—ખજાનાથી શુ મતલબ છે. તયારે તમને અરથ નથી આવડતો.

**જવાબ**—ખજાનાનાતો અગણીત અરથ છે જેવુકે પરથમ હીનદુસતાનમાં ફકત મુસલમાન ગાયનુ માસ ખાતા હતા પછી યુરોપીયનન. આવવાથી ઘણા ખાવા લાગા જેથી માંસ ખુટી ગયુ ને મોહુગુ થયુ એ વગર બીજાબી અરથો છે પણ હું ગેબની વાત જાણી સકતો નહી તેથી કરી મે સવાલ કીધોકે તમારી શુ મતલબછે જેને સાંભલી હુ જવાબ લખુ માટે તમારી મતલબ બતાવો.

**જ નામો**—તમો કહોછોકે અનાજ બીજે દેશ જાયછે અને ખાનારા વધેછે તે ખરૂ પણ ગાય ખાનારા વધેછે તેથી ઓછી થાયછે અમે એમ કહીએછીએ. વળી અમારૂ કહેવુ એટલુછેકે ગાય બધી તમે ખાઈ ગયા તો પછી તમે શુ ખાંશો? અને સઘલા દુખી થશો માટે મેહેરબાન તમે એ વાતતો મુકીદો.

**જવાબ**—મેહેરબાન? તમે મારી કઈ વાતને તોડી? જરા ફરી ચીતલગાડી મારી ચોપડી વાંચો તેમાં દાખલાથી લખાયલુ છે કે ગવધથી ગાય ઘટતી નથી.

## ખીરીસતીઓનેજવાબ.

થાકુલાને વાતથી હુ મદદ કરવાને જાણું, માટે ધણી પ્રભુએ મને વીદયાનોની જીભ આપીછે યશાયા આ. ૫૦..-૪ સુરતની આઈરીસ મીતા વાલા તથા બીજા પાદરીઓ ઘણુ ખરૂ પાદરી ફાનડરની કીનસબ મીજાનુલ હકથી તરજુમો કરી ઓપાનયા છપાવેછે પણ એઓ એમ નહી સમજતાકે ફાનડરે મીસનના રૂ. હલાલ કરવા માટે લોકોને ધોકો દેવા ઈબારતો કાપી કાપીને કેટલી જગા લખીછે જેવુકે કુરાનીની ઈબારત જો અગર પાદરી સાવકાર હોયતો મીજાનુલ હકને માફક "કુરાની" ની ઈબારત બતલાવે અને કેટલી જગયા ફાનડરે એવી વાતો લખીછે

કે જેથી પોતાની બાઈબલને જુદી પાડીછે, જેને જોવુ હોય ત
નુલ મીજાનમાં જોઇ લીએ.

હવે હું સતયોદયનો તથા બીજા ચોપાનયાઓનો સાર લખી જવાબ આપીસ ને મને આસાછેકે સુન્તના મીસનવાલા આ જવાબને તથા બાઈબલના ગોટાલાને જોઈ ચુપકા રેહશે નહી પણ જરૂર જવાબ લખશે

(ખીરીસતીઓ લોકોને ધોકો આપવા લખેછે) મુસલમાનો દાવો કરેછે કે ઇનજીલમાં ફેરફાર થયલોછે અને હમારૂ કુરઆન વગર ફેરફાર થયલુ જેમ હતુ તેમજછે પણ હમે પુછીએછીએ કે કયા વખતમાં ઇનજીલમા ફેરફાર થયો અને કઈ કોમે એને બદલી અને તેઓની એ બદલવાથી શુ મતલબ હતી અને તે કઈ વાતોછેકે પરથમ બીજી તરે હતી અને અસલ ઇનજીલ કયાછે પણ આખર એમાથી કોઈ એક વાતને પણ સાબેત કરી સકતા નહી પણ હમે ખરીરીતે કહી શકયેછેકે કુરઆનમાં ફેરફાર થયલોછે અને જે કુરઆન હમણા જે મુસલમાનો પાસે છે તે અસલ કુરઆન મલે નહી કેમકે પરથમતો અબુબકરે એકઠ કીધુ હતું તયાર પછી ઉસમાને બીજી વખત જોઇ સુધારો કીધો અને એવાને શીયા પંથવાલા કાફર અને બેદીન જાણે છે. અને કહેછેકે કેટલીક સુરતોને જેઅલીને વીશે હતી તે ઉસમાને કાડી નાખીછે. અને મીસકાતની હદીસથી પણ કેટલીક વાતો માલમ પડેછે પેહેલી એકે મોહમદ સાહેબના વખતમાં એક માણસે કેમ પડુને બીજાએ કેમ. બીજી કુરઆન મોહમદના વખતમા એક પુસતકમાં જમા થયું ન હતુ પણ અબુબકરે આયતોને જમા કરવાનો હુકમ આપયો હતો. તરીજી ઉસમાને પોતાની ખીલાફતના રાજયાસન પર બેસી જોવુ કે લોકો અજુગી કુરઆન ભણવામા ફેરફાર ભણે છે. તયા રોબીહને કે આગલ જતા કુરઆનમાં બીજી ખરાબયો ન હોય (જરા પાદરી સાહેબ પેહેલી ખરાબી સાબેત કરતે પછી કેહેતેકે બીજી ખરાબી ન થાઈ) જેદને અને બીજાવોને હુકમ આપયોકે કુરઆનને બીજી વખત સુધારો અને કુરે શની બોલી પરમાણે લખો. ચોથી તેણે આગલા નુશખા સરવ જમા કરી બાલી નાયખા અને નવા નુસખાથી ઉતારો કરાવી ઘણા નુસખા દેશાવરે મોકલી આયપા અને એવી તરે તેને પરખયાત કીધા તયારે હમે પુછયેછેકે ઉસમાને શા માટે આગલા સરવ નુસખાને બાલીકાડા- જો નવો નુસખો જેને પરખયાત કીધો. અને હમણાપણ તેજ મુસ લમાનો પાસેછે. આગલા નુસખાના માફક મતલબમાં તથા શબદોમાં હોત અને ઉસમાને ફકત સુરતોને તથા આયતોનેજ ગોઠવીછે તો શા માટે સરવને બાલ્ય ? તેનેતો જોયતુ હતુકે સરવ નહીતો થોડાબી બાકી રાખતે જેથી કોઈ માણસ એમ ન દાવો કરેકે કુરઆનમા ફેર ફાર થયલોછે આથી એમ સીધ થાયછેકે પરથમ કુરઆનમાં કઈ બીજી તરેહથી હતુ અથવા શીયાઓના કહેવા પરમાણે કે તેણે કુરઆનથી જાણી જોઈ કમ કીધુ છે અને કેટલીક આયતોને બદલીછે અને જે નુસખો હફ્સાને પાસે હતો અને ઉસમાને તેને પાછો આપો તે.

ગેર ફેરી મલી નહી. હવે દરેક અકલવાલા માણસના દીલમાં આ કુરઆન વીશે શક થાતો હોશે કે કુરઆન અસલ મલે નહી.

જો મુસલમાનો એવી વાતોને તોરાત વીશે અથવા ઇનજીલ વીશે કોઈ પરખ્યાત મોતબર ખીરીસતીના ગ્રંથનથી કાઢી લાવતે તો અલબત તેઓનો આ દાવોકે બાઇબલમા ફેરફારથઇલોછે ખરો થાતે.

**ચેતવણી**—ખીરીસતીઓની ઉપલી બધી વાતોથી બે બાબતો જણાયછે. પેહેલી એકે કુરઆનમાં ફેરફાર થયલોછે. બીજીએકે બાઇબલ ફેરફાર થવ થી કોરીછે. તયારે પરથમ હુ કુરઆન સરીફના ફેરફાર થવાથી બચવુ પરઘટ કરીને ખીરીસતીઓની પવીત્ર પુસતક બાઇબલમાં ફેરફાર થઇલુ બાઇબલથી અને પરખ્યાત મોતબર પાદરીઓના લખાણથી જાહેર કરીશ અને આખરમાં ખીરીસતીઓ બે ઇમાન (કાફર) છે એ વીશે એક દાખલો લખીશ જેથી ખીરીસતની વાત (તુ પોતાની આંખમાનો ભારોટીઓ ધયાનમાં ન લાવતા, તારા ભાઇના આંખમાનુ તણખલુ કેમ જુવેછે? માથી આ૦ ૭ કા૦ ૩) પર ખીરીસતીઓ કેહવા ચાલનારાછે તે માલમ પડશે.

પરથમ આ જાણવુ જોઇએકે "તહરીફ"નો અરથ ડીશનેરી પર માણે ફેરવી નાંખવું અને બદલ કરવુ એક વાતનુ તેની અસલ હાલતથીછે. તયારે જરૂર થયુકે તેહરીફ થયલી વાત અસલથી સબદોમા અને અરથોમાં જુદુ પડશે. તયારે આ જગા જે વાત ફેરફાર થવાનો ઝઘડોછે તે ખુદાના કલામમાં ફેરફાર થવાવીશેછે. તો ખુદાનુ કલામ બદલાયલુ કે હવાર કહેવાય કે તેની વાતને કોચે બીજી તરેથી બોલો હોય જેથી અરથ બદલાઇ જાય તયારે ખુદાના કલામને તેના હુકમથી અનેક તરે ભણે અને તેના અરથોમા ફરક પણ ન આવે તેને તહરીફ અથવા ફેરફાર થયલુ કેહવુ એ તદન મુરખાઇછે.

ઉપલા લખાણથી આ શીધ થયુકે સુરતની મીસનવાલાએ તસ ધાદય ના. ૧૧ અને ૧૮૮૯ માં કુરઆનના જે એક શબદ અનેક તરે જણાયછે તેવા કેટલાક શબદોટાંકી કુરઆનની ભુલ સાબેત કીધીછે તે તદન ખોટુછે (એ વીશે મે નવમબર માસમા કાસદે મુંબાઇછાપા મારફતે જવાબ આપયો હતો) કારણકે તેજ મીસકાતની હદીસ જે પાદરી ફાનડરે મીજાનુલ હુકમા કુરઆન વીશે લખીછે તેના અખી રેમા કુરઆનને અનેક તરે જાણવાનો હુકમછે અને કુરઆનને અનેક તરે જાણવા મારૂ મોહમદ સાહેબ સારૂ ફરમાવે છેકે મે મારી ઉમત વીશે ખુદાથી અનેક તરે ભણવુ માંગુ જેથી તેઓપર સેહેલ થાયતો ઓનુક્રમે સાત તરે ભણવાનો મને હુકમ આપયો જુવો સહી "મુસલીમ" વગેરે હદીસોની કીતાબોમા છે તયારે એ ભુલ કેમ થાય.

જુવો તમારો પાદરી "ઇમાદુદદીન" હીદાયતોલ મુસલમીન છપાયલી સને ૧૮૬૮ પરષટ ૭૦મા લખેછેકે કુરઆન આજ સુધીના જ કુરઆનછે જે મોહમદ સાહેબના વખતમા હતુ અને સુધરેલી "હીદાયતુલ મુસલમીન" છપાયલી ૧૮૯૭ પરષટ ૬૧ મા લખે છેકે જરા એક બીગાડછે (એટલે કુરઆમ વગર ફેરફાર થયલુછે) અને

રદા એવોજ રેહશે વરી આનરેબલ "વલીમ મ્યુર" સ પોતાના લાબ પુસતક લાઈફ આફ મોહમદ ભાગ ૧ પરવટ ૧૫ મા કુરઆન વાસ્તે લખે છે કે ઘણુ ખરૂ કોઈ બીજુ પુસતક દુનયામા નથી જે ૧૨૦૦ વરસસુધી વગર ફેરફારનુ અને ખાલીસ હોય. એવગર ઘણા પાદરીઓએ કુરઆનને વગર ફેરફારનુ થયાત્રીશે ઇકરાર કીધોછે. હેવે સુરતના પાદરીઓને આ લોકોની વાતોપર ખીયાલ કરવો જોઈએ.

વરી પાદરીઓનુ કેહેવુ કે મહમદ સાહેબના વખતમા કુરઆન જમા થયલુ ન હતુ એથી કાય કુરઆનમા નુકસાન નથી આવતુ કારણકે દરેક આયતની ગોઠવણ દરેક સુરતમા ખુદાના હુકમથી મોહમદ સાહેબે કીધી હતી અને તે સરવ સુરતો સરૂથી તે આખર સુધી ઘણા સહાબાયોને મોહડે યાદ હતી તયારે જો એકે પુસતકમાં કુરઆનને એકઠુ ન કીધુ હતુ તો શુ થયુ ?

વળી એ કુરઆનનો તો નીગેહબાન પોતે ખુદા તઆલાછે જુવે સુરેહીજર રૂકુ ૧ "બેશક હમોએ ઉતારૂછે કુરઆનને અને હમેજ તેના નીગહબાન છીએ એવીજ તરે સુરે "ફુસ્સેલત" મા ફરમાયછે તહે જે સરવ જગતનો માલેક જે ચીજનો નીગહબાન હોઇ પછી કોઇ ફેરફાર કરી શકે!

કુરઆનના જયારે શેકડો માણસ હાફેજ (મોહડે જાણનાર) હતા તો કુરઆન મોહમદ સાહેબના વખત એક પુસ્તકમા જમા ના થાવાથી શુ થયુ! વળી મોહમદ સાહેબના પેહેલા ખલીફા અબુબકર સાહેબે ખુબ સાચવવાના ખીયાલથી એક પુસ્તકમા જમા કરાવું પણ સરવ સહાબાનો તે ગોઠવણ પણ ઇતતેફાક હતો નહી એટલે કોઇયે કુરઆનની જે પેહેલી સુરા ઉતરી તને પેહેલા રાખી અને બીજીને બીજી જગા એવી તરે પુરે સુધી અને કોએ પોતાની સમજ પરમાણે જે તેને પરસંદ આવી તને પેહેલા રાખી અને બીજીને બીજી જગ્યા. જયારે ફકત તરતીબનોજ ફેરફાર હતો ને તેવા કુરઆન મુલકે મુલક ફેલાઇ ગયા અને કેટલાક હાફેજો પણ વફાત પામ્યા હતા જેથી ત્રીજા ખલીફા ઉસમાન સાહેબે (જે મોહમદ સાહેબ પછી તેરમે વરસે રાજયાસન પર બેઠાહતા) સરવ સાહબાઓની સુલાહથી ફકત કુરઆનની તરતીબના ઇખતેલાફને ઉઠાવવા માટે તે તરતીબ પરકે જે મોહમદ સાહેબથી એવો યાદરાખતા હતા જમા કીધુ, અને જે એક બે સુરતોમા તે આને ગોઠવણનો ખીયાલ નહી રહયો તેવી જગ્યામા સહાબાએ પોતે ખીયાલ પોહોચાડી વીચાર કરી ગોઠવ્યો પછી તેને માફક લખાવી પરખ્યાત કીધા અને જે સહાબાએ બીજી તરતીબે કુરઆન શરીફને ગોઠવું હતું તેઓએ પણ ઉસમાન સાહેબની તરતીબની તાબેદારી કીધી. તે વખત પેહેલી તરતીબના જમા કીધેલા નુસખાઓને બાળી નાખ્યા હતા, જેથી તરતીબનો ફેરફાર બીલકુલ ઉઠી જાય. અને એજ તરતીબને ખુદાને તથા તેના પેગમબર મોહમદ સાહેબને પરસંદ હતી તે ઉમરભર રેહે તે એવીજતરે આજસુધી રહયુ જેનો ઇકરાર પાદરી ફાનડર સાહેબ પણ કરેછે અને સરવ મુજતહેદોએ એજ તરતીબને

કહેલુ કીધીછે. અને હફસાથી મંગાવેલુ કુરઆન તેને પાછુ આપુ છુ હદીસોની કીતાબો વાંચવાથી માલમ પડશે અને પાદરી ફાનડર આ એ કરાર કરેછે હફસાનુ કુરઆન પાછુ આપુ પછી શામાટે કહોછોકે ઉસમાને એક નુસનો કેમ ની રાખો.

જ્યારે કુરઆન સહીફેમાં કોઇ તરેનો ફેરફાર થયલો ન જોયો અને ન કોઈ ઇમાનદારને કોઇપણ પરકારનો શક હતો અને ન કોઇ વાંધો કાડનાર હતો કે જેથી મુકાબલો કરવાની જરૂર પડે. તેવા વખતમાં ઉપલા બતાવેલા કારણથી ફેરફાર તરતીઓના નુસખા બાલા હતા તો એ બાબતમાં આજ ૧૩૦૦ વરસ પછી આ શક કરવો કે ખલીફ તરીજા ઉસમાન સાહેબે કુરઆનમા ફેરફાર કીધો એ તદન લોકોને ધોકો દેવું છે. ખરીવાત આગલ શક ભરી વાત લાવવું એ ખરા માર ગથી મોહ મોડવુ છે.

હવે પાદરીએ કુરઆન શરીફના ફેરફાર થાવાના દાવામાં "શીયા" પંથીઓની વાતો લાવેછે એબે પાયાછે જુવો શીયાઓના મોહટ' મોલવી શેખ સદુકઅબુજાફર મોહમદ બીન. અલી બીન બાબવેહ સાહેબ પોતાના રીસાલા અકાએદમા લખેછે હમે અકાદ કરયેછીએ કુરઆન બીરો આવાત પરકે ખચીત કુરઆન જેને ખુદાએ મોહમદ સાહેબપર ઉતાર તે બે પુઠાના દરમીયાનમાછે અને તેજ લોકોના હાથમાછે, એથી કઇ વધારે નથી. અને જેઓ હમોને એમ કહેછેકે હમો કહીછીએ કે કુરઆન વધારેછે તે જુઠો છે" વળી "શીયા"ઓની મે તબર કીતાબ તફસીરે "મજમેઉલબયાન" તથા તફસીરે "સાફી" તથા સીરાતે મુસ તકીમ તથા "મુસાએ બુનનવાસેબ" વગેરેમા જુવો એમા સાફ લખા પલુ છેકે કુરઆન આટલુજ હતુ જેટલુકે હમાણા મુસલમાનો પાસેછે.

પાદરી સાહેબ સાહાબાવીશે શીયાની વાતો લાવી સુનનીઓનો એબ લગાડોછો એથી કઇ એબ લાગતી નહી. પાદરી સાહેબ પ્રુટીસ ટેલ વાલાને ખીરીસતીઓના કેટલા ટોલાવાલા કાફર નહી કહે છે ? જરા ઇનસાફે આમ આંખો ખોલી જુવો. વળી કુરઆનમા જગયે જગાયા એવાણની તારીફ કીધેલીછે એવીજ તરે શીયાની મોતબર કીતાબો "નેહજુલબલાગત" તથા એની ટીકા "બહરાની" તથા કસરુલ ગુમા મા પણ એવોની તારીફછે. હે પાદરી સાહેબ જરા આવાત પર ધાન દેતકે પુતરસને ઇસુ કહેછેકે જનતની કુચી તને આપીશ (માથી આ૦ કા૦ ૧૯) ને બીજી જગ્યા કહે છેકે એ શેતાન મારે આગલથી તું જા (૧૬ કા૦ ૨૩) પછી મુસલમાનોને કેડવા આવતે વરી હુ કહુંછુકે મોહમદ સાહેબના સહાબીની તારીફ તમારી બાઇબલમાં પણ છે જુવો પુનર નીયમ આ૦ ૧૩ કા૦ ૯ એ લકમના કામો શુ સહાબા એ ન કરી બતલાવા? વધારે શુ લખુ જુધી વાલાનેએટલુ બોહુ છે.

બસ જયારે પાદરી ફાંનડર તથા તેના તાબેદારોના એને રાજ બાતલ ઠરયા તો આવાત સાબેત થઇ ગઇ કે કુરઆન શરીફમાં કશી તરેનો ફેરફાર થયો નથી અને જે એને ઉલટુ બોલે તેનુ બોલવું બોટુ છે અને કેમ. ન બોટુ હોય આજ ૧૨૭૦ ઉપર કેટલાક વરસ થઇ

અજુ એક નુકતાનો પણ ફરક આવો નહી અને ન કયામત આવસે.

મોહોટામાં મોહોટો મોલવી અગર કુ આનમાં ભુલેથી કોઈ શબ્દ ઉલટો જાણે તો એક નાંહલો છોકરો મોહડે જાણનાર તરત બતલાવી શકેછે કે કુરઆનનો શબ્દ એમ છે તમો એમ કેમ ભણોછો, એ કુરઆનના જુના છે.

ખરી વાતતો એ છેકે જે દાવા પર પારકો આદમી શાહીદી આપે તે દાવાની સાબુતીમાં સુ પુછવુ ? જેવુકે કુરઆન વગર ફેરફારનુ છે એ દાવા વીશે એ પાદરીઓના શાક્ષીઓ ઉપર લખી ચુકયો છુ

હવે સુરતની મીસનવાલા તથા બજા પાદરીઓનો દાવો કે બાઈબલમા ફેરફાર નહી થયો છે તેનો જવાબ લખુ છુ.

યાદ રેહેકે ખીરીસ્તીઓના વડાવોના કબુલ થી તથા બાઈબલના જોવાથી માલમ પડેછેકે બાઈબલમાં ફેરફાર થયલો છે.

જુનો કરાર (બાઈબલનો એક ભાગ છે)ના મશ્હુર તરણ નુસખા છે પેહલો હેબરી જેને યહુદીઓ તથા ઘણાખરા પોરોટીસટંનો મોતબર જાણેછે બજો યુનાની જેને શન ૧૫૦૦ ઈ૦ સુધીના ખ્રીસ્તીઓ મોતબર જાણતા હતા અને હેબરીને ફેરફાર થયલો. અને એ અજુ સુધી યુનાનીયા તથા મશરકી ગીરજાવોમાં મોતબર ગણાય છે ત્રીજો સામરી એ સામરીઓની મોતબર ગણાયલી છે અને પુરૂટીસટંનના ઘણાખરા વડાવો પણ એને મોતબર જાણતા હતા જેવુ કે મી "કેનીકાટ" મી૦ હેલજ મી૦ હયુ " કીનેટ" વગેરે અને એવો હેબરી નુસખાને યહુદીઓથી ફેરફાર થયલો માને છે.

ખુલાશો ઉપલી વાતનો જરૂરત લાયક આ તરે પર છેકે આદમના વખતથી નુહના તોફાન સુધી હેબરીના નુસખા પ્રમાણે એક હજાર છસો છપન વરસ થાય છે ને યુનાની પ્રમાણે બે હજાર બસો બાંસઠ વરસ થાય છે અને સામરી પ્રમાણે એક હજાર ત્રણસો સાત વરસ થાય છે. જેવુ કે બાઈબલની ટીકા હીનરી તથા ઈસકાટમાં એક નકશો નીચે બતાવેલા પ્રમાણે છે.

એ નકશામા દરેક માણસના મુકાબલામાં તે ઉમર લખાયલી છે કે તેનેતો તે વખતમાં છોકરો થયો હોય પણ નુહના મુકાબલામાં તે ઉમર લખાયલીછે કે તે વખતમા તુફાન થયુ હતુ નકશો આ છે.

વરી બીજી ગલતી જુવો કે નુહની ૬૦૦ વરસની ઉમરમા તુફાન થયુ હતુ એ તરણેવ નુસખાથી સાબેત છે અને આદમની ઉમર ૯૩૦ વરશની થઈ હતી તારે સામરીના નુસખા પરમાણે એમ થયુકે આદમના મરણ વખત નુહ ૨૦૦ વરસનો હતો પણ એવુ બોહુ થાવુ તે

| સામરી | યુનાની | હેબરી | નામ. |
|---|---|---|---|
| ૧૩૦ | ૨૩૦ | ૧૩૦ | આદમ |
| ૧૦૫ | ૨૦૫ | ૧૦૫ | શેથ |
| ૯૦ | ૧૯૦ | ૯૦ | એનાશ |
| ૭૦ | ૧૭૦ | ૭૦ | કાયનાન |
| ૬૫ | ૧૬૫ | ૬૫ | માહેલલ |
| ૬૨ | ૧૬૨ | ૧૬૨ | યારદ |
| ૬૫ | ૧૬૫ | ૬૫ | હનુખ |
| ૬૭ | ૧૮૭ | ૧૮૭ | મથુસાલા |
| ૫૩ | ૧૮૮ | ૧૮૨ | લામેક |
| ૫૦૦ | ૫૦૦ | ૫૦૦ | નુહ |
| ૧૩૦૭ | ૨૨૬૨ | ૧૬૫૬ | |

છે એ ખોટુ છે.

વળી તફસીર ઇશકાટના પેહેલા ભાગમાં છે કે "એક સટાએન" છેકે યહુદીઓએ હેબરી નુસખાને ફેરફાર કરી નાંખો છે, તે મુજ ઓની તારીખો ને કે જેઓ તુફાનથી પેહેલા હતા તથા જેઓ કે સા શુદી તુફાન પછી થયા છે. અને યહુદીઓની ફેરફાર કરવાથી ના મતલબ હતી કે યુનાની તરજુમાનો ભરોસો ઉઠી જાય અને ખીરસતી ધરમમા ઘોટાલો થઇ જાય. અને પુરાના ખીરીસતીઓ પણ એ ક રાર કરતા હતા કે યહુદીઓએ શને ૧૩૦મા તોરાતને ફેરફાર કીધો છે.

ઉપલી બધી બીના વાંચી જોવાથી સીદ્ધ થશે કે પાદરીઓનુ કેહવુકે મુસલમાનો કઇ ખરો જવાબ નહી દેતા કે કયા વખતમા બાઇબલ મા ફેરફાર થયો અને કઇ, કોમે કીધો અને તેઓની શુ મતલબ હતી એ તદન અનજાણને ધોકો દેવુ છે. કારણકે તેઓના તો વડા પોતાની કેતાબોમા લખી ગયા છે કે યહુદીઓએ શને ૧૩૦મા ફેરફાર કી ધ છે અને તેઓની મતલબ એ હતી કે ખીરીસતીઓનો ધરમ ખરાબ કરીએ જેથી આ બધી ખરાબી થઇ અને દરેક નુસખામા જમીન આસમાનનો ફરક પડી ગયો. બસ આથી સાફ જણાઇ ગયુ કે મીશ ના રોટલા ખાનાર પાદરીઓનુ તહરીફથી ઇનકાર કરવુ એ હટ ધ મી છે.

ઉપલા બેઉ દાખલાતો સમજી ચુકયા. જરા ત્રીજો દાખલો પણ મેહેરબાની કરી વાંચી જુવો શામુએલ બ બીજો આ૦ ૨૪ કા૦ ૯ને ઇસ રાઇલમાં તલવાર ચલાવનારા શુરા પુરૂષો આઠલાખ હતા; ને યહુદામાં પાંચ લાખ પુરૂષ હતા. કાલ વરત્તાંત ૧ આ. ૨૧ કા. ૫ ને ઇશરાઇલ અગયાર લાખ પુરૂષો તલવાર ચલાવનારા હતા, ને યહુદા ચાર લાખ સીતેર હજાર પુરૂષો હતા. હવે આ બેવ વાતોમાથી જરૂર કોય ન કોઇમા ફેરફાર થઇલો છે.

આદમ કલારક પોતાની બાઇબલની ટીકાના ભાગ બીજામા સમુ એલના કલમ ૯ને હેઠલ લખેછે કે બેવ વાતોનુ સહી થવુ થઈ શકતુ નહી અને એક બેવમાથી ખચીત ફેરફાર થઇલી છે. પણ ઘણુખરૂ પેહેલી વાત સહી છે.

મી. હારન સાહેબે પોતાના પુસ્તકના ભાગ પેહેલાના પ્રષ્ટ ૧૧૬ મા તથા ભાગ બીજાના પ્રષ્ટ ૩૫૫મા લખે છેકે મી. ગરેસીબાખે બાઇબલમા ફેરફાર દોડ લાખ ચુટા હતા. એવીજ તરે મીશનવાલાઓના ગરૂ પાદરી ફાંનડરે "ઇખતે તામદીની મુબાહેસા" છપાઇલી આગરામા શને ૧૮૫૫મા પ્રષ્ટ ૫૩—૫૬મા પણ લખ્યુ છે.

યાદ રહેકે મી. "ડીટસટેન" ને બાઇબલની ઇબારતના ફેરફાર દશ લાખથી વધારે ભેગા કીધા છે જુવો "ઇનસાઇ કલુ પેડેયા બરટીનીકા" ભાગ ૧૯મા છે.

વધારે શુ લખુ ઇનસાફની આંખોથી જોનારાને તો આટલુ ઘોહુ છે અને અમાના કુટા હટ ધરમી આગલ એવા સૌ ચોપાન્યા લખાઇ પણ તીને શુ. [illegible] બાઇબલનો ઘોટાલો જોવો હોયતો

"ઈજહારૂલ હક" મા જુવો એમા પુરતી રીતે બાઈબલ વીશે લ
છે અને મારી ચોપડી ખ્રીસ્તી અને મોહમેદી ધરમના ચુકા...
પણ ૬૬ ગલતીઓ લખી જણાવી છે જોવાથી બાઈબલનો હાલ મ
મ પડશે.

હવે ખ્રીસતીઓની એ ઈમાનીની સાબેતી બાઈબિલથી જુવો
મારક આ. ૧૬ કા. ૧૭ જેઓ વીસવાસ (ઇમાન) લાવસે તેઓ
ને આ નીશાની થશે મારે નામે તેઓ ભુતો કહાડશે નવી બોલ્યો બોલ
શે સરાપો (સાંપો) ને ઉઠાવી લેશે ને જો કંઈ ઘાતક વસ્તુ (હલાક
કરનાર ચીજ) પીએ તો તેઓને કંઈ લાગશે નહી તેઓ માંદાઓ પર
હાથો અડાડશે ને એઓ સામા (સારા) થશે. એવી તરે વીશવાસીઓ
(ઈમાનદારો) માટે ઉપલા કામો કરવાનુ ચુકાન આ. ૧૫ કા. ૧૨મા પણ
છે હવે હું ખ્રીસતીઓથી પુછું છું કે તમો મા વીસવાસ (ઈમાન
છેકે નહી જો કહોકે નહી તો સલામ. બીજાને કેમ બે ઈમાન કેહવ
જાર છો! ને જો કહોકે છે, તો મેહેરબાની કરી ઉપલા કામો કરી બતલાવે
ને મીશનના રોટલા હલાલ કરો.

પણ કોઈ પાદરી એમ ધોકો દીએ કે એ પરથમના વીસવાસીઓ
માટે છે તો એનો જવાબ એ છેકે ઉરદુ બાઈબલ જે સને ૧૮૭૦મ
છપાઈ છે તેમા શબ્દ જો ઈમાન લાઈગા નો છે ને વયાકરણ જા
નાર પર કંઈ છુપુ નથી કે એ શબ્દ કોઈ માટે ખાસ નથી પણ દરેક
માટે આમ છે. તયારે તમો તે દરેકમા દાખલ છો. પછી ઉપલા કામો
તમો નહી બતલાવી શકતા તેનુ શુ કારણ? પણ આયજ કે મજકુર વા.
પરમાણે તમોમા વીશવાશ (ઈમાન) નથી.

જેને વીશવાશ ન હોય તેને બે ઈમાન કહી શકીએ છીએ ને કાફ
પણ બે ઈમાન પર વપરાય છે તયારે આથી ઠીક થશે કે ખ્રીસતીઓ
કાફેર છે.

ખ્રીસતીઓને બાઈબલપર ચાલવાનો તો એવો ફળ મલયો કે તે
ઓની બાઈબલ તેઓને કાફેર કહેછે. માટે જો પાદરીઓને ઈમાનદાર
થવું હોયતો મુસલમાન થાય.

ખુદાની સ્તુતી કરો, તેના ઉંચસ્થાન (મુકદદસ) મા ખુદાની સ્તુતી
કરો, તેના પરાક્રમ (કુદરત) ના અંતરાલમાં તેની સ્તુતી કરો, તેના કરતયો
(કુદરતો) પરમાણે તેની સ્તુતી કરો. તેના ઘણા મહત્વ (બુજરગી) પરમા
ણે તેની સ્તુતી કરો. ગીત. ૧૫૦ કા. ૧—૨

સમાપ્ત.